# કાવ્યગોષ્ઠી

ઈ-સામયિક

પદ્ય સાહિત્ય તરફની રાહ...

|| વર્ષ - ૨ || અંક - ૧ || સળંગ અંક - ૫ ||
|| જાન્યુઆરી - ૨૦૧૭ ||

-: સંપાદક :-

## સુલતાન સિંહ

Available Here :-
For reading online On pratilipi.com
For reading offline Download as a PDF

Kavygoshthi E-magazine

ફાસ્ટટ્રેક ઈન્ટરવ્યૂ

પારુલ ખખ્ખર
( અમરેલી )






# કાવ્યગોષ્ઠી

~ પદ્ય સાહિત્ય તરફની રાહ ~

|| વર્ષ – ૨ || અંક – ૧ || સળંગ અંક – ૫ ||
|| જાન્યુઆરી – ૨૦૧૭ ||

~ સંપાદક ~

## સુલતાન સિંહ

## કાવ્યગોષ્ઠી ટીમ

મેહસાણા – ૩૮૪૦૦૨
મોબાઈલ – ૯૯૦૪૧૮૫૦૦૭
kavygoshthi@gmail.com
http://kavygoshthiblog.wordpress.com/

## સાહિત્યમાં પદ્ય એ સતત પરિવર્તનશીલ માધ્યમ છે.

કાવ્યગોષ્ઠી સામાયિક એ મૂળરૂપે પદ્ય સાહિત્ય સાથે જોડાયેલું માધ્યમ છે. અને પદ્ય હંમેશા પ્રકૃતિ અને આંતરિક એમ બંને પ્રકારની વિસ્તૃત ખોજમાંથી ઉદભવતું અનુભવજન્ય તથ્ય છે. પદ્ય સર્જનમાં અનુભવ અને લાગણીના ભાવોને શબ્દોમાં કંડારવા માટે પણ આત્મને ઓળખવું જરૂરી બને છે. જ્યારે અંદરથી કોઈ સંવેદન, સ્પંદન, અથવા અનુભૂતિના ભાવનો રેલો ઉભરાય છે ત્યારે જ, ટાઢક રૂપી ભીનાશનો આનંદ કાવ્યમાં પણ અનુભવી શકાય છે. આ આનંદનો અહેસાસ મેળવવા અને સર્જનમાં જીવંત અનુભૂતિ લાવવા માટે પણ એક સર્જક તરીકે પોતાના અંદરના પ્રાકૃતિક સત્ય અને આત્માના અંદર સુધી હરહંમેશ કઈંક શોધતા રહેવાની જરૂર છે.

હું પોતાને રોજે રોજ હવે ખોદી રહ્યો છું,
કદાચ આત્મામાં સત્યને શોધી રહ્યો છું,
~ સુલતાન સિંહ 'જીવન'

પદ્ય સાહિત્ય સદીઓથી અસ્તિત્વ ધરાવે છે પણ એમાં પરિવર્તન સમય સાથે આવતું જ રહ્યું છે. એના પ્રકારોમાં વધારા ઘટાડા પણ થયા છે અને એના બંધારણમાં પણ બાંધ છોડના નિયમો અમલી બનતા અને બદલાતા રહ્યા છે. આજથી વર્ષો પહેલા રચાયેલા પૌરાણિક ગ્રંથો પણ પદ્ય સાહિત્યના એ સમયના જીવંત અસ્તિત્વનું પ્રમાણ છે. સમય સાથે એ પદ્યના બંધારણમાં ફેરફારો થયા છે, એના પ્રકારોમાં ફેરફાર થયા છે, એના નિયમોમાં ફેરફાર થયા છે, એના વિષયવસ્તુમાં પણ ફેરફારો થયા છે. પદ્યના કેટલાક પ્રકારો બહારથી પણ અપનાવી લેવાયા છે. આમ, સતત પરિવર્તન પામતા સાહિત્યની સફરમાં આપણે પણ સહભાગી બની રહ્યા છીએ. પદ્ય એ એક પ્રકારે મન અને હ્રદયના ઊંડાણમાં ઉદભવતા વિચારોનો એક પ્રકારનો ઝંઝાવાત છે. એક એવો વિચારોનો ઝબકારો કે જે શબ્દોમાં વ્યક્ત થઇ શક્યો છે.

પદ્ય સાહિત્યના દરેક પ્રકારોને કાવ્યગોષ્ઠી સ્વીકાર્ય કરે છે અને એમાં સમય સાથે આવતા બદલાવને પણ સહર્ષ સ્વીકારે છે.

આભાર...

સુલતાન સિંહ 'જીવન'
[ સંપાદક – કાવ્યગોષ્ઠી ટીમ. ]

સૌપ્રથમ કાવ્યગોષ્ઠી ઈ-સામયિકના વાચક વર્ગને પ્રણામ....

ગુજરાતી ભાષામાં પદ્ય સાહિત્ય સાચા અર્થમાં જીવંત અને અવિરતપણે ધબકતું રહે તે માટે અત્યારે સોશીયલ મીડીયાનાં ઉપયોગ વડે પણ ઘણા પ્રયાસો થઈ રહ્યા છે જેમાં અત્યારે અમારું વોટ્સએપ પર 'કાવ્ય ગોષ્ટિ' નામથી એક પદ્ય સાહિત્યને લાગતું ગૃપ ચાલી રહ્યુ છે. નવોદિત કવિઓ અને ભાવકો આ ગ્રુપમાં સામેલ થઈ શકે છો.. વિસ્તૃત માહિતી મેળવવા માટે આપ નીચેના 'Web Adress' પર સંપર્ક કરી શકો છો.

Contacts :-
+૯૧-૯૯૦૪૧૮૫૦૦૭
kavygoshthi@gmail.com
http://kavygoshthiblog.wordpress.com




લાગણીઓનો તાર...........

કવિ અને બધા જ સહકાર આપનાર વડીલો, મિત્રો અને ભાવકોનાં અમે હરહંમેશ ઋણી છીએ. ખાસ કરીને સામયિકના વાચકવર્ગના અમે દિલથી આભારી છીએ. અમારી ટીમ સદાય આંતરિક કે બાહ્ય સાથ સહકાર આપનાર ઉતમ સર્જકોની આભારી રહેશે.

કાવ્ય ગોષ્ટિ ટીમ.

# અનુક્રમણીકા

### તું એટલે...

તું,
એટલે,
એ દરેકે દરેક લાગણીઓનો,
ઉભરો,
કે જે ઓચિંતા આવીને,
મદહોશ કરી મૂકે છે...

તું,
એટલે,
એ દરેકે સ્પર્શમાં અનુભવતો,
અનહદ આનંદ,
અને દિલમાં સોમરસની,
જેમ આવતો એ ભાવ...

તું,
એટલે,
મારી આંખોમાં પડઘાતું,
એ પ્રતિબિંબ,
જેમાં હું સંપૂર્ણ મને,
જોઈ શકું છું...

તું,
એટલે,
ભરતીનો એ ધોધ,
કે જે સુનામી સર્જીને વિનાશ,
અને તારાજી સર્જે છે
છતાં મને એમાં,
આનંદ આવે છે...

તું,
એટલે,
ઓચિંતા જ રાત્રે,
ઊંઘમાં હોવા છતાં,
સપનામાં આવી જતો એ ચહેરો,
કે જે દિલમાં પણ છે,
અને દિલની,
દરેક ધબકારમાં પણ...

તું,
એટલે,
મારામાં પ્રેમનું સ્વરૂપ,
જેમાં ખોવાઈને જ હું મને,
પ્રેમસ્વરૂપમાં ભેળવાયેલો,
મેળવી શક્યો...

તું,
એટલે,
એ વરસાદનું પહેલું ટીપું,
કે જેની ચાહતમાં,
મેં કેટલાય દિવસ ખુલા,
આકાશ નીચે વિતાવી,
નાખ્યા હતા...

~ સુલતાન સિંહ
( ૪:૩૪ બપોરે, ૭ જાન્યુ. ૨૦૧૭ )

કોને સમજાવીશ,
હું...
આ વ્યસ્ત લોકોના,
શહેરમાં,
ભીડભડમાં ખોવાઇ,
અને,
સપનાની આંધળી દોટમાં,
દોડતા આ,
જીવંત છતાં,
મૃત જીવોને,
કે જ્યાં બસ સપના છે,
સત્યને કે ઈશ્વરને,
સ્થાન નથી,
ગીતાને કે સીતાને,
માન નથી...
હું અહીં,
કોને સમજાવીશ...

~ સુલતાન સિંહ 'જીવન'
( ૧:૩૬ બપોર, ૫ જાન્યુ. ૨૦૧૭ )

### અર્પણ કરવું છે...

આજે લાગણીઓનું મારે હવે તર્પણ કરવું છે,
તારી પ્રીતને ભૂલી, બધું તને જ અર્પણ કરવું છે,

એવું નથી કે હું જીવી નહીં શકું તારા ગયા પછી,
બસ મારા પ્રેમનું તને, આજે સમર્પણ કરવું છે,

કોઈ ગઝલ, કવિતા કે શાયરી ભલે ને ન બને,
મારે દિલના ભાવોનું જ માત્ર નિરૂપણ કરવું છે,

હવે નથી જોઈતી કોઈ સાથની ખોટી ઝંખના,
મારે એકાંત સાથેનું હવે તો, સગપણ કરવું છે,

અહા.. તને ભૂલી કેમ હું, હું બની ને રહી શકીશ,
છતાં હવે મજબૂરીઓમાં, એ ડહાપણ કરવું છે,

બસ આ શબ્દોનું મીઠું થોડું ગળપણ કરવું છે,
તારી પ્રીતને ભૂલી, બધું તને જ અર્પણ કરવું છે,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૧:૧૮ બપોર, ૧૨ જાન્યુ. ૨૦૧૭ )

### આસપાસ છે...

એના ઓચિંતા પાછા ફરવાની મને આસ છે,
લોકો કહે છે, તળાવમાં છું છતા કેમ પ્યાસ છે,

હવાની કે પાણીની પણ કોઈ કમી તો નથી,
ઝંઝાવાતને સાગર અહીં બંને આસપાસ છે,

આ એક જાણે ધરતી, બીજુ માત્ર આકાશ છે,

ચંદ્રની માયામાં વિચિત્ર મોહિની છે રાતની,
પણ એમાંય એના સાથેની પળો જ ખાસ છે,

ફરકતી ફૂલની પત્તિ જોઇને યાદ એની આવે,
એની કમરમાં પણ ગુલાબ જેવી જ કુમાશ છે,

ઝંખના જીવની ક્યાં અસ્ત થાય રાતની જેમ,
એની યાદોમાં જાણે, દુઃખનો આખરી માસ છે,

આવવાની નથી એ પાછી ફરીને હુંય જાણું છું,
પણ દિલને તો આવવાનો ગાંડો વિશ્વાસ છે,

નથી ઈચ્છતો કે મારી પણ કોઈ પુરાણ બને,
આપણે ન ભગવાન, કોઈ ક્યાં વેદવ્યાસ છે,

દિલ કેમ હજુય ધડક્યા કરે છે એની યાદોમાં,
છેલ્લે સુધી ચાલતા કદાચ, એના જ શ્વાસ છે,

~ સુલતાન સિંહ 'જીવન'
( ૧૦:૧૭ રાત્રે, ૩ જાન્યુ. ૨૦૧૭ )

# કવિ જલરૂપ

ટક ટક ટક ટક ટક ટક ......

સમય કાયમ પોતાને બાંધે

નિઃશબ્દ

વર્તમાનમાં કે ભવિષ્યમાં કે ભૂતકાળમાં

હોય

કુરુક્ષેત્રના મેદાનમાં

કે

કરબલાના મેદાનમાં

એક ઘોડિયામાં રમતું બચપણ

ઠાંઠડીમાં જતુ એ ઘડપણ

સાગરમાં ભરતી ઓટ સ્વરૂપે

ક્યાંક

થીજેલા બરફ સ્વરૂપે

ક્યાંક

રણમાં એક ઝાંઝવાના જલરૂપે

એક દીવાસળી ના રૂપે સળગે

તો

વળી

પાછો

પર્વત પર જ્વાળામુખી સ્વરૂપે

નાટકના તખ્તાપર

ગાવું નાચવું

હસવું રડવું

જીવવું ને મરવું

એક જ સમયના ટકોરે

પડદો પડી જાય.

સમય પાછો સ્તબ્ધ થઇ જાય !

કવિ જલરૂપ

મોરબી

ગીત

આંખની પાંપણે પીપળ પાન ઉગ્યું

હવામાં લહેરાતું ,

ગીત મજાનું ગાતું.

સંવેદનાનું આખું નગર જોવા પૂગ્યું ,

આંખની પાંપણે પીપળ પાન ઉગ્યું.

હૈયામાં હાસ છે ,

આતમ ઉજાસ છે.

માયાળુ મન મનમુકીને નાચવા લાગ્યું,

આંખની પાંપણે પીપળ પાન ઉગ્યું.

આંખ અમી છલકે,

મુખ મીઠું મલકે .

સ્નેહની ધારા વરસાવી વાદળું ભાગ્યું,

આંખની પાંપણે પીપળ પાન ઉગ્યું .

કવિ જલરૂપ

મોરબી

ઈચ્છાને ક્યાં કોઈ પગ છે ?

ખાલી બસ મન સાથે વગ છે.

અંદરથી માણસ કાગ બન્યો ,

સિકલ થી એ ધોળો બગ છે !

અપરાધી ન થતો દુનિયામાં ,

કારણ જેલ સમાન જ જગ છે.

રોજ ડરાવે રાત ભલેને,

હૈયામાં હિંમત ની શગ છે .

આંખો બંધ ન કરતો જલરૂપ

નીંદરમાં સપનાંનાં ઢગ છે.

કવિ જલરૂપ [મોરબી.]

વગડેથી વાયરાના વાવડ મળ્યાં ,

બંધ આંખોમાં સોનેરી સપના ફળ્યા .

ઈચ્છાની ડોશી ,

હતી ઘણી ઘેલી .

આંખ ખોલી તો

હતી આંસુની રેલી .

મનને હૈયા સાથેના ઝઘડા નડ્યાં,

વગડેથી વાયરાના વાવડ મળ્યાં.

લૂલી છે લંગડી

તીખી તેજ કટારી,

રાખજે ઉઘાડી

પ્રેમની એ અટારી.

શબ્દને શોધતા શ્રીહરિ જડ્યા

વગડેથી વાયરાના વાવડ મળ્યા ,

કવિ જલરૂપ

મોરબી

લાખો ઈચ્છાઓ

અગણિત આશાઓ

ઈશુની જેમ ક્રોસ પર જડાયેલી છે

મૌન પણ

કેવું !

મૌન થઇ જોયા કરે.

આંસુ સાર્યાં કરે.

માથે કાંટાળો મુગટ

અને

ઈચ્છાઓ અને આશાઓને

ખીલેથી ધરબી દીધા.

કોઈ ચીસ નહિ

કોઈ દુઃખ નહિ કોઈ દર્દ નહિ.

આંખમાં પ્રેમનું હાસ્ય

મોં પર સુમધુર સ્મિત

મુખમાંથી અમૃતભરી વાણીમાં પણ પ્રેમ.

ક્રોસ પર

જડાય છે રોજ જિંદગી.

ને

માણસ કરે રોજ બંદગી.

કવિ જલરૂપ

## == આનંદમાં આવું ==

ઘણી ઈચ્છા ધરી બેઠો કે તારા સંગમાં આવું,
હરીને તારું પણ સુખચેન તારા નૈનમાં આવું.

ખુલા છે દ્વાર મનના ને હૃદયનું આંગણું ચોખ્ખું,
વધારે આટલાથી કેટલો ફારેગમાં આવું ?

બની જા તું પ્રિતમ મારો, મને પણ પ્રેમિકા ગણ તું,
જગત સામે પછી તો સાવ જુદા રંગમાં આવું.

હજી હું ક્યાં સુધી પીધા કરું આ શ્વાસના પ્યાલા?
મિલનની મુક્ત પળ ક્યારે મળે કે ઘેનમાં આવું!

નજીકનાં દૂર ને તું દૂર છે તો પાસ લાગે છે,
વગર આવેગ કે વેગે કયા સંવેગમાં આવું?

ઘડો ફૂટી જશે ને માટીમાં માટી ભળી જાશે,
ગહન દરિયામાં ભળવા, ધૂળમાં કે રેતમાં આવું.

અનોખી આપણી મિલન ઘડી કેવી હશે 'મંથન'!
બધા રુદન વચ્ચે હું એકલો આનંદમાં આવું !

== મંથન ડીસાકર (સુરત)



# મંથન ડીસાકર



ઈરાદાઓ અધૂરા રહી જવાનો રંજ રહેવાનો,
નથી મરજી મુજબ થાતું, સદા પાબંદ રહેવાનો.

કરી લેજે પ્રહારો, જેટલા કરવાની ઈચ્છા હોય,
અમુક એવાય દિલ છે જ્યાં હું તો અકબંધ રહેવાનો,

મૂકું છું પ્રેમનો પ્રસ્તાવ આજે તન અને મનથી,
તું માને કે ન માને આપણો સંબંધ રહેવાનો.

ગુલાબી ગાલ, કાળા કેશ, નમણાં નૈન ભૂલી જા,
કે મારા પર ફક્ત તારા ગુણોનો રંગ રહેવાનો.

સરાજાહેર મારી વાત કરવા તું ઉતાવળ કર,
જમાનો મારી પર શ્રદ્ધા ધરીને અંધ રહેવાનો.

દુપટ્ટાની બુકાનીમાં છુપાવે કેમ ચહેરાને,
છતાં પણ સૂર્યનો તો તાપ અંગેઅંગ રહેવાનો.

ફૂલોની લાખ રખવાળી કરે કાંટા, ચમન, માળી,
ફૂલોના સ્વપ્નમાં 'મંથન' સદા મકરંદ રહેવાનો.

== મંથન ડીસાકર (સુરત)

સૂર્યનાં ઉગવા વિશેની ધારણા ખોટી પડી,
રાતનાં ગળવા વિશેની ધારણા ખોટી પડી.

વૃક્ષમાં તો ફેર જેવું કંઈ હજુ જોયું નથી,
પાંદડું ખરવા વિશેની ધારણા ખોટી પડી.

નામ મારું ક્યાં લખી રાખ્યું હશે કોને ખબર ?
શ્વાસમાં ભળવા વિશેની ધારણા ખોટી પડી.

*એક વત્તા એક*ની વચ્ચે વઢી મૂકી ગયાં,
દાખલો ગણવા વિશેની ધારણા ખોટી પડી.

એક ગોવર્ધન સમી ઘટના હતી તૂટી પડી,
તર્જની કળવા વિશેની ધારણા ખોટી પડી.

~ ચિંતન મહેતા 'આલાપ'

આઘાત-પ્રત્યાઘાતને સ્વીકારશો તો જામશે,
જીવન *વ્યથાનો વેદ* છે, વંચાવશો તો જામશે.

હિંમત પ્રમાણે દૂરતા વેઠી શકાતી હોય છે,
હિંમત પ્રમાણે જાતને તડપાવશો તો જામશે.

ગુસ્સો બધોયે ઠાલવી દેજો, અમારી ના નથી,
છેલ્લે મજાનાં શે'ર સંભળાવશો તો જામશે.

જૂલ્ફો તમારી -જેમ છે એમ જ રહે, જલસો પડે,
ધીમે રહીને એક *લટ* સરકાવશો તો જામશે.

*આલાપજી* વ્યસની નથી એવી હવા છે ગામમાં,
ઠપકાભરી *કૈફી નજર* ટકરાવશો તો જામશે.

~ ચિંતન મહેતા 'આલાપ'

ઉત્પાતોની અલમારીમાં,
જીવન આખું ચકચારીમાં.
હસતાં જખ્મો પ્યારી પીડા,
શ્રદ્ધા બેઠી ખણનારીમાં.
પિંડે પિંડે જોખમ જૂદા,
જબરી હિંમત જણનારીમાં.
તાણાવાણા ક્યાં જોડે છે ?
કૌવત ક્યાં છે વણનારીમાં.
પિત્તળનાં બેડાઓ ક્યાં છે ?
મન ક્યાં ચોંટે પનિહારીમાં.
દરિયો એથી ગમવા લાગ્યો,
દિલ લાગ્યું છે મછવારીમાં.
સ્પર્શે સ્પર્શે તું છે વ્હાલી,
તું છે ભીની કંપારીમાં.
~ ચિંતન મહેતા 'આલાપ'

રોજ થોડું તૂટવું કોઠે પડી ગ્યું,
જાતમાંથી છૂટવું કોઠે પડી ગ્યું.
એકલું લાગે, છતાં ફરિયાદ ક્યાં છે ?
મ્હેફિલોમાં ઝૂરવું કોઠે પડી ગ્યું.
એ નજર ટકરાય ને હું ધ્વસ્ત થાઉં,
કાચ માફક ફૂટવું કોઠે પડી ગ્યું.
ફૂલની માફક ખરી જાવું ગમે છે,
ખીલવું ને ખૂલવું કોઠે પડી ગ્યું.
હું નથી ડરતો- કરે દુનિયા ખિલાફી,
જાત સાથે ઝૂઝવું કોઠે પડી ગ્યું.

~ ચિંતન મહેતા 'આલાપ'

શોધી લેજો, સપનામાં છું,
પાંગત-પોઢી ઘટનામાં છું.

આગળ-પાછળ સંબંધો છે,
હું પીડાનાં પડખામાં છું !

શ્વાસે શ્વાસે ગળતો જાઉં,
હું તરફડતી ચર્ચામાં છું.

અણિયાળી ઈચ્છાઓ છોડો,
હું કિસ્મતનાં સંચામાં છું.

ઝળહળતું અંધારું ઓઢ્યું,
થીજી બેઠો તણખામાં છું.

ખ્યાલે ખ્યાલે ઓગળવાનું,
હું બર્ફાની ઝંઝામાં છું.

રણકી ઊઠું રૂંવે-રૂંવે,
હું દર્દોનાં ડંકામાં છું.

~ ચિંતન મહેતા 'આલાપ'

# સંગી અખિલ 'અખો'

#એળે ગયો અવતાર (ભજન)

જેને ભજ્યાં નથી ભગવાનને, એનો એળે ગયો અવતાર રે...
સુખ સાહબી છોડયાં છુટ્યા નહિને,
પાપ કરવામાં જરાના અશકાયો રે... એનો એળે ગયો અવતાર રે...
મોહ-માયાને મણી-રત્નને છોડવાના ગમેને,
દોલત દુનિયાની ભેગી કરવા ચોર લુટારો થયો રે... એનો એળે ગયો અવતાર રે...
શોખથી શરાબના પ્યાલા પીધાને,
પોતાનું ભાન ભુલીને પર સ્ત્રીને પેખવા ગયો રે... એનો એળે ગયો અવતાર રે...
જેને ભજ્યાં નથી ભગવાનને, એનો એળે ગયો અવતાર રે...
સુખમાં વિષમય બનીને ,ખેલ્યા છે ખેલ ખોટાને,
ધર્મને વિસરી ગયો રે... એનો એળે ગયો અવતાર રે... ... ...
પરમાટીને પાખી ખાયને પાપી બન્યોને,
જીવતા જીવ પર દયા ન દાખવી જરા રે... એનો એળે ગયો અવતાર રે...
"અખિલ"બ્રહ્માંડનાં નાથની હારે,
નેડો લાગ્યો છે જેનો રે... તે તરી ગયો ભવસાગર રે...
જેને ભજ્યાં નથી ભગવાનને, એનો એળે ગયો અવતાર રે...

- સંગીઅખિલ "અખો"

લાંબો હાથ કરી નથી માગતો કે,
શુટ-બુટ કે ટાઇ-શુટમાં ફરે છે કે પછી,
ભગવાનના ભરોસે આપી દે એ બોલતો નથી,
એનો મતલબ એ નથી કે તે ભિખારી નથી.
વાડી-વજીફો, વૈભવ-વારસો કે,
જર-જમીનને જોરુ કે માલ, મિલકતને માયા કે પછી,
માઢ-મેડીને, મકાન કે નોકર, સાકરને સેવક,
હોવાનો મતલબ એ નથી કે તે ભિખારી નથી.
સાદ પાડી-પાડી માગતો નથી કે,
વૈદ,વકીલને ડૉકટર કે દવા, દારુને ન્યાય કે પછી,
કાળો, ધોળાને ગોરો કે નર, નારીને નારાયણ,
હોવાનો મતલબ એ નથી કે તે ભિખારી નથી.
હાથમાં ભલે ભિક્ષાનું પાત્ર નથી કે,
ખીસ્સામાં ભલે ખંખડે ખજાનો અઢળક કે પછી,
લાખો હોય ભલે રૂપિયાનો માલિક અમિર"અખિલ"
હોવાનો મતલબ એ નથી કે તે ભાખારી નથી.

- સંગીઅખિલ "અખો"

#માં (છંદ)

હરખાતીતી, હરખાતીતી, હસાવતીતી, હરખેથી હિચોળતીતી,
હાલરડા ગાયને સુવરાવતીતી, ઢીંગલા-પોતીયા દયને રમાડતીતી,
આજ માં તું યાદ આવતીતી.... આજ માં તું યાદ આવતીતી....
પાલવ ઢાકીને ધવરાવતીતી, આંખે આજણ આજી સજાવતીતી,
"સંગી" બનીને કાન કય બોલાવતીતી, કોમળ ગાલને વારી-વારી ચુમતીતી,
આજ માં તું યાદ આવતીતી.... આજ માં તું યાદ આવતીતી....
કાળી-ઘેલી ભાંષા બોલી બોલાવતીતી, મુખ મહિ કોળીયા કાઢી ખવરાવતીતી,
નિસ્વાર્થ ભાવથી ઉચેરતીતી, "મહિમા" માતાનો સમજાવતીતી,
આજ માં તું યાદ આવતીતી.... આજ માં તું યાદ આવતીતી....
- સંગીઅખિલ "અખો"

લઈને હાથમાં ખંજર ફરે છે તું પ્રલય સાથે...
હતી જાણે ગલતફેમી તને મારા પ્રણય સાથે...

નશો હું ક્યાંથી લઇ આવું જરા બતલાવ એ સાકી...
અમારે ક્યાં હતો સંબંધ કાયમ આવો મય સાથે...

વધારે બંદગી મારી હવે ઓછી કરીદે તું...
પ્રવેશું છું હું મંદિરમાં હવે ઇશ્વરના ભય સાથે...

હકીકતમાં ખબર પડશે ખરેખર વાંક છે કોનો...
મિલાવો જો તમે આજે હૃદય મારા હૃદય સાથે...

ચલાવી છે તમે આજે અમારા નામની ચર્ચા...
રમાડે છે "સમય"ને કે રમે છે તું "સમય" સાથે...

~ વિજય ચૌહાણ "સમય જામનગરી"

હૃદય પાઠ આજે ભણે આપના...
વિચારો અમારા કણે આપના...
દિવસ આજનો છે ઘણો ખાસ તો...
ગઝલ છંદ, શબ્દો વણે આપના...
મુબારક તમોને અમારાં થકી...
કવન આજતો રણજણે આપના...
ન અટકો કદી પણ ને આગળ વધો...
ફળે ખ્વાબ પણ હર ક્ષણે આપના...
હો "પ્રત્યક્ષ" સાથે "સમય" "પ્રેમ"નો...
સદા દોસ્ત અમને ગણે આપના...

~ વિજય ચૌહાણ "સમય જામનગરી"

ઘણાં નજદીક છે પણ એ મને કાં દૂર લાગે છે...
અમારાથી અલગતા એમને મંજૂર લાગે છે...
ચહેરામાં છુપાવી છે તમે આ સાંજ ની લાલી...
લઈને રાત આવી હાથમાં સીંદૂર લાગે છે...
સજાવી ને સનમ બેઠા છે ખુદને ચાંદ ની માફક..
ગગનમાં આજ તો જાણે છલકતું નૂર લાગે છે..
હથેળીમાં લખી એ નામ મારૂં ગોખવા લાગ્યા...
મને તો નામ મારૂં પણ હવે મશહૂર લાગે છે...
સતાવે છે "સમય"ને પણ તમારા "પ્રેમ"ની યાદો.
કલમ મારી મને આજે બની મજદૂર લાગે છે...

~ વિજય ચૌહાણ "સમય જામનગરી"

ચમનમાં હાજરી તારી ગુલેગુલઝાર લાગે છે...
કળી કરમાઈ ગઈ છે તો ય ખુશ્બૂદાર લાગે છે...
અગાસીમાં તને જોવા હું રોજેરોજ આવુ છું..
સુરજને ચાંદ પણ તારા પહેરેદાર લાગે છે...
પ્રણયને લાગણીના સાવ ધીમા થઇ ગયાં સંચાર...
ઘણી વેળા મને મારા હૃદય પર ભાર લાગે છે...
અમસ્તું મોત છે બદનામ જો સમજી શકે કોઇ...
મને આ જિંદગી તો બે ઘડી ઊધાર લાગે છે...
નજારો જોઇને તારી ગલીમાં હું ય અટવાયો...
"સમય" બદલી ગયો એવું તો વારંવાર લાગે છે...
નયનથી માત આપીને હવે ખોવાઈ ગ્યાં છો ક્યાં...
તમારી આંખ પાસે તો બધાં લાચાર લાગે છે...
સરાજાહેર લોકો પણ કરે છે રૂપની ચર્ચા...
મને દિલ્લી નું આ કોઈ મિનાબાજાર લાગે છે...
ફરી આવી ગયા છે યાદ મુજને "પ્રાણ"ના શબ્દો...
હજી પણ કાનમાં કે'તા એ બરખુરદાર લાગે છે...
તમારો દાવ આવ્યો ને રમી લીધૂ "સમય" સાથે...
તમારા હાથમાં મોકો આ પે'લી વાર લાગે છે...

~ વિજય ચૌહાણ "સમય જામનગરી"

મારા શબ્દે શબ્દો ના ચીંથરા રખડે,
અહીં મારી વેદનાઓ ભીતર ફફડે.

ઉદ્વેગ નો ઉન્માદ ભરપૂર છે છતાંય,
આવેગો મારા અંદર અંદર ઝગડે.

સૂતર સંબંધો ની કાચી છે ગાંઠ અહીં,
ભીતર કોઈ ખૂણો છાનો છાનો ફફડે.

અસ્તિત્વની સાથે ઈચ્છાઓ ફંગોળી દઉં
સ્રીતત્વને લલકારું ક્યાંય તું ના ખખડે,

નિચોડી લાગણીઓ તો સ્મરણો મારા મલકે,
"યશવી" જીવનપથ પર પ્રેમ તણા બંધન રખડે.

✍ રૂપાલી ચોકસી "યશવી".

કોઈ ના મન ને કયાં પાંખ હોય છે,
પણ એ વાત નું કયાં ભાન હોય છે.

કલ્પના વિહ્વળ બને ઉડવા માટે,
થનગન હૈયું પાયલની શાન હોય છે.

કાબૂમાં રાખ તું હ્રદયના ધબકાર ને
અહીંયાં જમાના ને પણ કાન હોય છે.

હોઠોની તરસને નજરથી ના છલકાવ,
તારી નજરમાં મારૂ માન હોય છે.

ઉડાન ને લાવ હવે આમ ધરતી પર,
યશવી પ્રેમ માં બધા બદનામ હોય છે.

✍રૂપાલી ચોકસી, "યશવી".

શબ્દોની આરપાર છે મારી લાગણીઓ ,
તેમાં તું અર્થ શોધવાની કોશિશ ના કર.

મારી વ્યથા મારા ચહેરાની આરપાર છે,
તેમાં તું હાસ્ય શોધવાની કોશિશ ના કર

મૌન છે શબ્દો ગુંજન કરે છે મારા કાનમાં,
શબ્દોને ગૂંથીને કવિતા બનવાની કોશિશ ના કર

આલિંગન,ચુંબન સ્પર્શ તે અનુભૂતિ છે મનની,
તેને સ્પર્શ કરી મનને આભડવાની કોશિશ ના કર

શબ્દોની આરપાર છે મારી લાગણીઓ,
તેમાં તું અર્થ શોધવાની કોશિશ ના કર.

✍રૂપાલી ચોકસી "યશવી"

ગરમાવો બહુ ગમે આ હ્રદયને,
તું ઓઢાડે પ્રેમ કેરો ધાબળો બદનને.

શરમાવાનું બહુ ગમે મારા નયનને,
તું કોઈ સપનાઓ બતાવે પાંપણને.

દોડીને આવવાનું બહુ ગમે આ પગને,
જો કોઈ દૂર બેઠું સાદ કરે મુજને,

પ્રભાતે અંગમરોડવાનું બહુ ગમે તનને,
તું જો ઉઠાડે મને, ચુંબનનો સ્પર્શ કરીને.

પ્રીતઘેલી નૃત્ય કરવાનું, બહુ ગમે પાયલને,
કોઈ દાદ આપે ,મન ભરીને બહુ ગમે યશવીને

✍રૂપાલી ચોકસી "યશવી"

રમત રમત માં ખોયું
દલડું પળમાં હસ્યું ને પળમાં રોયું
સફળતાની આસ કાજે
જો ને શું શું ખોવાયું ?
રામનામની ધૂણી ધખાવી
તોયે મનડું મુંજાતું
દલડું પળમાં હસ્યું ને પળમાં રોયું
મારા તારા માં હું તો ઉલઝી
હવે ભવ સાગરે ડુબી
અંતિમ શ્વાસે શું થાશે?
જે વાવ્યું તેજ લણાતું.
દલડું પળમાં હસ્યું ને પળમાં રોયું
રમત રમત માં ખોયું,
દલડું પળમાં હસ્યું ને પળમાં રોયું..

~ પ્રીતિ ભટ્ટ 'પ્રીત'

સમય સમય નું કામ ભાઇ આ તો
સમય સમય નું કામ....

એક'દિ અમારો એ હતો જમાનો દોસ્ત,
અમે સૌ કરતા મીઠી વાત જોડા જોડ,
ચારે કોર વસંતી મોહરને પંખી કેરા ગામ,
ભાઇ આ તો સમય સમય નું કામ....

કંઇ કેટલા વેઠયા વાવાઝોડા હજાર,
કિન્તુ ના સહીં શક્યા માનવ કેરા ઘા,
થયો એક વ્રજઘાત ને અમે જમીન ઠામ,
ભાઇ આ તો સમય સમય નું કામ....

ઉડી ગયા પંખીને શોધ્યા માળા નવા,
જે માનવ ને દીધી છાયા તેણે ચલાવી કારી,
કાપી કૂંપળને સજાવ્યા ઘર પોતાના સરેઆમ,
ભાઇ આ તો સમય સમય નું કામ....

~ પ્રીતિ ભટ્ટ 'પ્રીત'

દોસ્તી માં એકબીજાની કદર હોવી જોઇએ,
તુજને પણ આ વાતની ખબર હોવી જોઇએ.

નિષ્ફળ સંબંધોનો દોષ આજ તુજને દઉં છું,
કિંન્તુ મારીયે લાગણી માં કસર હોવી જોઇએ.

દૂર થવા દો આ રાતને, કિરણ ઉભરી આવશે,
જોને અંધકારમાંજ ક્યાંક સફર હોવી જોઇએ

મૌનની ભીંતરમાં હજારો ગાથા સમાયેલી છે,
અંશ્રુને પણ જાણે વાચાની જરૂર હોવી જોઇએ

જયાં પૂર્ણ થાશે મિલન કેરી આશ મંઝિલની,
ત્યાંથી જ નવી 'પ્રીત'ની લહર હોવી જોઇએ

~ પ્રીતિ ભટ્ટ 'પ્રીત'

બાગ મહીં કેવા ફૂલો ખીંલતા,
રોજ હું જોયા કરું- જોયા કરું.
રસ્તામાં ચાલતી રહું કૈ શોધવા,
ને થોડું ખોયા કરું - ખોયા કરું.
જાણું છું આ અંતિમ મંઝિલ નથી,
આતમને કહ્યા કરું - કહ્યા કરું.
કેટલાંય સપાનાં મારા રોજે તૂટે,
આંખલડીએ પોયા કરું - પોયા કરું.
સથવારો સૌ નો તૂટશે એક દી,
સંબંધોમાં મ્હોંયા કરું - મ્હોંયા કરું.
રામ રામ કહીં દીધા પછી પણ,
જીવનને જ ચાહ્યાં કરું - ચાહ્યાં કરું.

~ પ્રીતિ ભટ્ટ 'પ્રીત'

એમીલ લાગે છે અમે સાંજ સજાવી બેઠા,
આજ સાચે જ અમે ધુણી ધખાવી બેઠા.
તુજથી તને પૂછ્યા વગર દિલ લગાવી બેઠા,
ઓ ખુદા! આજે તુજમાં શ્રધ્ધા જગાવી બેઠા.
આમ તો લાગે અમે અમથા આવી બેઠા,
અમે તો તુજથી આંખ લડાવી બેઠા.
એક વેળાનું આમંત્રણ ને કર્યો અનાદર આવો?,
ખેર મરજી તારી! એ ય વધાવી બેઠા.
આવુ કેમ નહીં હકથી આવીશ હું,
સહુના બાકી હતા તે ઋણ ચુકાવી બેઠા.
મારી જેવી કવિતાને શું સુઝે મહેફિલમાં,
હૈયામાં હતુ જે તે હોઠ પર લાવી બેઠા.

~ ચાંદની સમાની

કોઇનું છે એક દિલ જે સદા મહેરબાન છે,
મારે ફિકર શી?, હાથમાં એના સુકાન છે.
મારે મન બગીચો શું છે, બાગબાન છે,
કવિતા જે લખું છું દિલનું જ બયાન છે.
લાગે છે મને આજે કે જીવી રહી છું,
કોઈએ રેડી મારા જીવનમાં જાન છે.
હક્થી હું પામી શકું એવી મજાલ ક્યાં?
છે પ્રેમ એનાથી, એનું જ દાન છે.
કોઈ નથી અજાણ્યું બધાને પહેચાનું છું,
આજે એની પહેચાનથી મારી પહેચાન છે.
એની અસરથી કવિતાઓ ગાઉ છું આજકાલ,
મારી આ જબાન નથી એની જ જબાન છે.
છે એનું જ એક નામ જે છે મારા હ્રદયમાં,
"ચાંદની"ની આ કલમ એનો જ દીવાન છે.

~ ચાંદની સમાની

મિત્રતાની પ્રથા છે જે કંઈ તે સમજજો આપણી,
અનોખી છે ખુશી મારી મળી જ્યારથી મૈત્રી તમારી.

આ કહાનીમાં સાર તો છે ઘણો છે તે આપણી,
જીવું છું હું આ કહાની છે ઘણી અગત્યની!!

જો હોય તમારા ભાવિમાં દુઃખ દુઆ મળે ખુશી મારી,
મળશે જે દુઃખો સઘળા સંપુર્ણતા હશે તે મારી.

કાગળ પર લખાય જે તે બધા શબ્દોથી,
સમર્પિતતા આપી છે મે સખી સદા મારી.

કહેનારા તો ઘણા કહેશે પણ આજે હું કહું,
છુપાયેલી "કવિતા"ની "બીના"માં કથા છે તમારી ને મારી.

~ ચાંદની સમાની

વેદનાને આમ તો વિસામા નથી હોતા,
જાણે છે સૌ સાગરને કિનારા નથી હોતા.

તૂટી પડે છે દુઃખ ઘનઘોર ઘટા થઈને,
હળવાશના એમા ક્યાંય મિનારા નથી હોતા

ઘાયલ જે છે એ જ સમજી શકે વેદના,
રડતા દિલની સાથે કોઈ રોનારા નથી હોતા.

તૂટેલા તારા સાથે વિખેરાય પડે જિંદગી,
રોજેરોજ સુખના નજારા નથી હોતા.

"કવિતા"ની વેદના વસે જેના હ્રદયમાં,
દર્દ બધાં સહી જાણે એ તુટનારા નથી હોતા.

~ ચાંદની સમાની

જોવાઈ રહી છે વાટ તું કયાં?
ઠંડીની મોસમમાં હવે ટાઢ કયાં,

સ્વેટર જોવા નથી મળતા હવે
આ મોસમમાં એટલી ઠંડી કયાં?

ગયો શિયાળો અને આવ્યો ઉનાળો
બંને ઋતુની મીલી ભગત ગરમી કયાં

જાગે છે લોકો મોડી રાત સુધી
વિચારે છે સુતા સુતા ઉંઘ કયાં,

પરંતુ અટકતુ નથી એટલેથી 'હિરેન'
ક્રમ ફરે ઋતુ ચક્રનો ચોમાસુ કયાં?

- હિરેન સોરઠિયા

કામ કરતા કરતા તારી યાદ આવી ગઈ,
મશગુલ હતો જે કામમાં તેમા ખોટ આવી ગઈ,
શું થઈ રહ્યું છે આજે તું પાસે આવી ગઈ,
મશગુલ હતો જે કામમાં તેમા ખોટ આવી ગઈ.

- હિરેન સોરઠિયા

હવે એક એવી જ ક્ષણ આવશે
વટાવી હવે રાહ રણ આવશે

જરા જો ચહેરો, અરે ઓ સનમ
હશે પ્રેમ તો યાદ પણ આવશે

જરૂરી નથી માનવી કે, મળે
તને ભાગમાં માત્ર કણ આવશે

કરો જાદુ તેના ઉપર કેમકે
તને યાદમાં એક જણ આવશે

કહે કેમ જીવીશ તારી વિના
હવે માત્ર યાદોનુ ધણ આવશે

- હિરેન સોરઠિયા

પવન પણ સંકટ બની ગયો,
ઉડાવી પાંખો પંખીને ગળી ગયો,

માનવીની બે ઘડીની મજા,
પક્ષીઓને જીવનભર સજા બની ગયો.

- હિરેન સોરઠિયા

ભક્તોની આ ભીડ મહીં હવે એકલવાયું લાગે
પથ્થર મટી પ્રાણવાન થઉં ઓરતા એવા જાગે.

છપ્પનભોગ ધર્યા પણ કોળિયો કેમ કરી ઉતારુ ગળે?
ઓટલે મારે બેઠા કંઈક બાળ ભૂખથી છે ટળવળે
મારૂં જ મૌન હવે મુજને એવું તો છે વાગે.
ભક્તોની આ ભીડ મહીં....

નિત નવા વાઘા-શણગારે મન મારું મુંઝાતુ
ચીર ખેંચાતા નારીઓના હૈયું છે દુભાતુ
ધાવા મદદે મન મારૂં મંદિરેથી જામીન માંગે.
ભક્તોની આ ભીડ મહીં....

પ્રેમ-કરુણા નફરતના ઓળા પાછળ સંતાયા
રમખાણોમાં આજ અહીં તો ભાઈ-ભાઈ કપાયા
મૂરત છું, મૂંગા મોઢે શી રીતે પાડુ રાગે.
ભક્તોની આ ભીડ મહીં....

- નરેન્દ્ર ચૌહાણ " નરેન "

આપી દે બધા જ દુ:ખોને મારૂં સરનામુ,
કો'ક દિ' તો બોલાવીશ ને તારી પાસે ?
બૉસ ! ગણી ગણીને હિસાબ લઇશ.

છીનવ્યું છે બધું, તારે ખજાને શું ખોટ ?
દયા જેવું કશુંય નથી તારી પાસે ?
બૉસ ! ગણી ગણીને હિસાબ લઇશ.

ગુણાકાર કરવામાં થાકતો નથી તું ?
ભાગાકારની રીત નથી તારી પાસે ?
બૉસ ! ગણી ગણીને હિસાબ લઇશ.

- નરેન્દ્ર ચૌહાણ, અમરેલી

કહી દે ને ઓ રાધારાણી શીદને તું રીસાણી?
મારા તો તન-મન-હૈયામાં તું જ તું સમાણી.

રાત-દિ' વેરણ વેણુને હોઠે તું વડગાડે,
છે વા'લી મુજથી તુજને એ, હૈયુ છે દઝાડે,
રે'વા દે ઓ કા'ના કાળા હું નથી હવે અજાણી.
કહી દે ને ઓ રાધારાણી..........

જો આજે આ રાત નિરાળી, ખીલ્યો ચંદ્ર આકાશે,
ઓરી આવે તો ગોરી બીજ મટી પૂનમ થાશે,
રાસે રમીએ ભૂલી સઘળું કરીએ ઉજાણી.
કહી દે ને ઓ રાધારાણી..........

નહિ આવું હવે વનમાળી વેણુ પાસે જા'જે,
લટકા કરજે, રાસ લે'જે, ગીતડાય ગા'જે,
લુચ્ચા તારા લોચનીયે ફોગટ હું ભરમાણી.
કહી દે ને ઓ રાધારાણી..........

- નરેન્દ્ર ચૌહાણ 'નરેન'

દિલમાં દર્દનો દાવાનળ દબાવી બેઠો છું,
નયનમાં આખો સમુંદર સમાવી બેઠો છું.
કો'ક દિ' તો સાંભળશોને પ્રભુ મારી પ્રાર્થના?
ચરણોમાં તમારા મસ્તક નમાવી બેઠો છું.
મૃગજળ સરીખી તુજ મિલનની આશમાં,
પાંપણે ઝાકળનાં તોરણ સજાવી બેઠો છું.
સાચવવા જતા બરછટસમ સંબંધોને,
મખમલી સુંવાળો સમય ગુમાવી બેઠો છું.
'નરેન' દોષિત નથી ઠેરવતો મિત્રોને હું,
ખુદનાં હાથે ખુદનું હૈયું કપાવી બેઠો છું.

- નરેન્દ્ર ચૌહાણ, અમરેલી

# સહિયારું સર્જન

સુત્રધાર – વૈદેહી ત્રિવેદી

છે તારી ને મારી વાત જો,
વાયરો લઈ ગયો વાત જો.
*અનામિકા*

આ રાજપાઠ અને ઠાઠ જો,
અમીરોની જુદી આ વાત જો..
*જીવન*

થશે ગાઢ પ્રણય આપણો
હશે કંઈ તારા મા વાત જો
*હિરેન*

જામ લેશે મેહફીલ જામશે તારુ નામ લેશે
આખર તો પણ મારી જ થશે વાત જો
*પાગલ*

રહી જશે દિલની વાત જો....
ઢળી જશે આ માજમ રાત જો...
*આલોક*

તુ જ અહેસાસ છે મારો ,
તને સાચી કહુ વાત જો ,
*નિતલ*

કેવી આ આપણી થઈ મુલાકાત, જો;
પર્ણ સૂકું ને ઝાકળ અડ્યાની વાત, જો.
*સાકેત દવે*

ખીલતા ફૂલથી કેશ સજાવવાની વાત જો,
હૃદયના સ્પંદનોને જગાવવાની વાત જો.
*શગ*

## કવિ મિત્રો

- વૈદેહી ત્રિવેદી
- સુલતાન સિંહ
- હિરેન સોરઠીયા
- વિરલ દેસાઈ
- આલોક ચટ્ટ
- નીતલ પાબારી
- સાકેત દવે
- શીતલ ગઢવી





## FastTrack Interview

# પારુલ ખખ્ખર

જન્મ :- રાજકોટ

જન્મતારીખ :- ૧૦-૭-૧૯૭૦

શિક્ષણ :- એસ.વાય.બીકોમ

શોખ :- લખવું અને વાંચવું

ગમતો કાવ્યપ્રકાર :- ગઝલ.

જો કે ગીત અને અછાંદસ પણ લખું છું.

હિન્દી અને ગુજરાતી બન્ને ભાષામાં સર્જન કરુ છુ.

લેખનની શરુઆત આમ તો એસ.એસ.સી.માં હતા ત્યારથી જ કરી હતી. પણ થોડુંઘણું લખાયા બાદ લગ્ન થયા અને ઘર પરિવારની સંસારિક જવાબદારીમાં કવિતાઓ જાણે આડે હાથે મૂકાઇ ગઇ હતી. પણ જયારે દીકરો યુવાન થયો, અને ઘરમાં ઇન્ટરનેટ આવ્યું, એટલે એક વાર ફરી સોશીયલ મિડીયા દ્વારા કાવ્ય જગતમાં પ્રવેશ થયો. લખાતું ગયું અને સાથે સાથે ઘણું નવું શીખતું પણ ગયું, આજે પણ કઈક ને કઈક નવું શીખું જ છું. ફેસબૂકનાં ૧૧ મિત્રોએ સાથે મળી સહિયારો કાવ્યસંગ્રહ પ્રકાશિત કર્યો 'લઇને અગિયારમી દિશા'. હવે તો કવિતાનાં અગ્રગણ્ય સામાયિકોમાં મારી ગઝલો અને ગીતો પણ પ્રકાશિત થાય છે. અનેક સંપાદનોમાં મારી કવિતાઓ ગ્રંથસ્થ થઇ છે. ટી.વી. અને રેડીયો જેવા માધ્યમોમાં મારી રચનાઓ પ્રસારિત થાય છે. 'અનુષ્ઠાન' અને 'અસ્મિતાપર્વ' જેવા મોભાદાર મંચ પરથી કાવ્યપાઠ કરવાનું સદભાગ્ય પ્રાપ્ત થયું છે.

*પ્રશ્નોત્તરીના કેટલાક અંશો...*

પ્રશ્ન ૧. આપના મતે કવિતા શું છે...? અને ગઝલ અને કાવ્યમાં, આપ સાહિત્યમાં ક્યાં પ્રકારને વધુ અસરકારક માધ્યમ ગણો છો...

જવાબ :- મારા મતે કવિતા એ મૌન સહારો છે અને સંવેદનાઓની અભિવ્યક્તિનું માધ્યમ છે. દરેક કાવ્યપ્રકારનો પોતાનો એક અલગ મિજાજ હોય છે, અને એક અલગ સ્થાન હોય છે. કોઇ એક પ્રકાર બીજા પ્રકાર કરતા ચડિયાતો ન હોઇ શકે.

પ્રશ્ન ૨. ગઝલમાં આપનું નામ અત્યારે બહુ ચર્ચિત છે. તો ગઝલ લખવાનું કોઈ ખાસ કારણ આપ જણાવશો...?

જવાબ :- ગઝલ લખવાનું કોઇ ખાસ કારણ નથી. સાવ પહેલેથી જ ગઝલ સ્વરુપ ગમ્યું અને ફાવ્યું છે. જ્યારે રદીફ-કાફિયા કે છંદ કોને કહેવાય એ ખબર ન હતી ત્યારે પણ ગઝલ ફોર્મેટમાં જ લખતી.વળી અનેક શબ્દોથી પણ વ્યક્ત ન થઇ શકે એ વાત માત્ર એક જ શેરની બે પંક્તિઓમાં કહેવાની હોવાથી આ કળા મને વધુ માફક આવી છે.

પ્રશ્ન ૩. આજકાલ ઘણા શાયરો ચોરી કરી રહ્યા છે અને એને છવરવા અલગ અલગ કારણો પણ આપે છે આપનુ શું માનવુ છે, આ બાબત પર?

જવાબ :- ચોરી વિશે તો એમ કહી શકાય કે જેમનામાં સંતાનો જન્માવવાની ત્રેવડ ન હોય તે હોસ્પીટલમાંથી બાળકો ચોરી લાવતા હોય છે. પરંતુ એથી કંઇ એમના મા-બાપ બની નથી જવાતું. સાથેસાથે એક બીજી વાત પણ કહું કે 'વ્યાસોચ્છિષ્ઠમ જગત સર્વમ્' અર્થાત તમામ શબ્દો વેદ વ્યાસના એંઠા છે. આપણે જેં કંઇ લખીએ-વાંચીએ છીએ એ ક્યાંક અગાઉ લખાઇ વંચાઇ ચૂકેલ હોય છે. તેથી કોઇ અમુક શબ્દો, રદીફ, કાફિયા, કલ્પન વગેરે પર કોઇનો કોપીરાઇટ ન હોઇ શકે. શબ્દ અમર છે, સમય સમયનું કામ કરતો રહે છે. જે મૌલિક હશે તે ટકી જશે, ચોરેલું લુપ્ત થઇ જશે.

પ્રશ્ન ૪. શું ગઝલ એક માત્ર રસ્તો છે કવિતામાં (પદ્યમાં) પ્રવેશવાનો?

જવાબ :- ના. માત્ર ગઝલો લખીને જ પદ્ય સાહિત્યમાં પ્રવેશી શકાય એવું નથી. અન્ય કાવ્યપ્રકારો પણ એટલા જ અસરકારક છે. એની પોતાની સુંદરતા છે. આજકાલ મુશાયરાની મૌસમ ચાલતી હોવાથી એવું લાગે કે ગઝલો જ ચલણમાં છે. બાકી કવિતા કંઇ મુશાયરામાં વંચાય છે તે જ નથી. એ સિવાય પણ એનો પોતાનો ભાવકવર્ગ હોય છે. ગીત, અછાંદસ, સોનેટ, હાઇકુ વગેરે દ્વારા પણ સુંદર સર્જન થઇ શકે છે.

પ્રશ્ન ૫. ગઝલના ભવિષ્ય વિશે આપનુ શું માનવું છે ?

જવાબ :- મેં કહ્યું તેમ શબ્દ અમર છે. કાવ્યપ્રકારો સમયના મિજાજ મુજબ પ્રચલિત થતા રહે છે. અત્યારે ગઝલ ચાલે છે કારણકે એક શેરમાં આખી વાર્તા સમાઇ જાય છે એ લાક્ષણિકતા લોકોને પસંદ આવી રહી છે. કાલે શું ગમશે એ કહી ન શકાય.

પ્રશ્ન ૬. છંદ વગર લખી શકાય...? અને હા ઘણા લોકો એવું કહે છે કે નીતિ નિયમો જાણનાર જ એને તોડી શકે પણ અમારા જેવા લાઇસન્સ વગર બાઇક હંકારે એનું શું...?

જવાબ :- જો ગઝલ જ લખવી હોય તો છંદ, રદીફ, કાફિયા વગેરેનું જ્ઞાન જરુરી છે. છંદ વગરની બે પંક્તિઓને શેર કહેવાતો નથી. પ્રથમ તો છંદ ચુસ્તપણે પાળીને જ ગઝલ લખતા શીખવી જોઇએ, જ્યારે

લય પર બરાબર પકડ આવી જાય ત્યારે લય સાચવીને લઘુ-ગુરુની છૂટ લઇ શકાય છે. અને હાં.. લાઇસન્સ વગર બાઇક ચલાવવાથી અકસ્માત થાય છે તે વાત ગઝલની બાબતમાં પણ એટલી જ સાચી છે.

પ્રશ્ન ૭. અત્યારનો કાવ્યગોષ્ઠી મેગેજીન શરૂ કર્યા બાદની સૌથી મોટી મુશ્કેલીઓ સર્જતો પ્રશ્ન એ કે... શુ છંદ અને અલંકાર જેવા આભૂષણો વગર પદ્ય બની જ ન શકે...? ઘણા લોકો છંદ ન આવડ નારને સાવ બેકાર ગણી લે એ કેટલી હદે સાહિત્ય ક્ષેત્રે માન્ય ઘણી શકાય...??

જવાબ :- કવિતા સુંદરી અલંકારોથી જ શોભે છે. તેથી અલંકારો શીખી લેવા. ગઝલ સિવાયના અન્ય કાવ્યપ્રકારો માટે છંદ શીખવા ફરજિયાત નથી પરંતુ યાદ રહે કે ગીત લખવા માટે લયની જરુર પડે અને લયની સમજ છંદ દ્વારા જ આવશે. અછાંદસમાં પણ લયની આવશ્યકતા હોય છે. એક વાત યાદ રાખવી કે શબ્દનો ઉપાસક જો તપશે તો તેનું તપ જરુર ફળશે.

પ્રશ્ન ૮. આ ગઝલ લખવી અને માત્ર એક આદ શેર લખવો એમાં કેટલુંક યોગ્ય છે...? અને છંદ વગર નો શેર હોય ખરા...?

જવાબ :- છંદ વગની પંક્તિઓને શેર કહી શકાય નહી. બે છંદો બદ્ધ પંક્તિઓથી એક શેર બને છે અને આવા અન્ય શેરોથી ગઝલ બને છે.

પ્રશ્ન ૯. 'શૃંગાર રસ અને ગઝલ' આ પ્રમાણ 'પ્રકૃતિ નિરૂપણ અને ગઝલ' કરતા વધુ પ્રચલિત બની રહ્યું છે...? આ વિશે આપ શુ કહેશો...?

જવાબ :- શૃંગાર v/s પ્રકૃતિ નિરુપણ - આ વિશે એવું કહી શકાય કે જો દિખતા હૈ વો લિખતા હૈ. તમારી આંખ અને મગજ જે દ્રશ્યોને જોવે અથવા વિચારે છે તેવું તમે લખો છો. જો પ્રકૃતિનાં ખોળે થોડો પણ સમય ફાળવવામાં આવે તો પ્રકૃતિ વિશે પણ લખાશે. તમારી આસપાસના માહોલમાંથી જ મહદ અંશે કવિતા જડી આવતી હોય છે.

પ્રશ્ન ૧૦. લખવું તમારું સપનું છે કે બીજા બધા કામની જેમ જ લખો છો...?

જવાબ :- ગઝલ લખવી એ મારું રુટિન કામ નથી. કવિતા તો નિજાનંદની બાબત છે. મનને જ્યારે આનંદ કે અવસાદનો ધક્કો લાગે છે ત્યારે તે કલમ ઉપાડવા પ્રેરાય છે. માત્ર ગઝલ લખવી એ સપનું ન હોઇ શકે પણ યાદગાર અને અમર સર્જન કરવું એવું સપનું દરેક સર્જકનું હોઇ શકે.

પ્રશ્ન ૧૧. કાવ્યગોષ્ઠી અંગે આપનું મંતવ્ય શુ છે... કહેશો.? હા એ વાત છે કે હજુ ૧૦૦% ચોકસાઈ બદ્ધ કામ થઈ શકતું નથી પણ અમારા માટે પણ આ હજી શીખવાની શરૂઆત છે...?

જવાબ :- 'કાવ્યગોષ્ઠિ'દ્વારા સરસ કામ થઇ રહ્યું છે. મને આનંદ છે કે મારી ભાષા માટે લોકો પોતાનો કિંમતી સમય આપીને કામ કરી રહ્યા છે. સારા સાહિત્યનો પ્રચાર અને પ્રસાર કરવો એ સાહિત્યધર્મ છે. સારા હેતુ અને પૂર્ણ નિષ્ઠાથી શરુ કરેલ કામ ચોક્કસ યશસ્વી બને જ છે.

પ્રશ્ન ૧૨. કાવ્યગોષ્ઠીના વાંચકોને આપ શું કહેશો...? આપનો સંદેશ..
જવાબ :- 'કાવ્યગોષ્ઠિ'ના વાચકો માટે કહીશ કે શબ્દની ઉપાસના કરતા રહો. ધીરજ રાખી તપતા રહો. કલમની ધારને ઘસતા રહો. દરેક ભાવક કંઇ સર્જક નથી બની શકતો પરંતુ સારા ભાવક બનવું એ પણ મોટી બાબત છે. સારા કામને પ્રોત્સાહિત કરતા રહો તેવી શુભેચ્છા.

**[ અપ્રત્યક્ષ સંવાદના અંશો – પારુલ બેન ખખ્ખર અને સુલતાન સિંહ ‘જીવન’ ]**

## -: સંપર્કસુત્રો :-

પારુલ બેન – parul.khakhar@gmail.com
સુલતાન સિંહ – http://vichaarvrund.wordpress.com/




